# આબે હયાત

યાને

# દીને જરથોસ્તી

ગુજરાતી બેતોમાં

લખનાર

એરચશા અરદેશર પારખ.

કીમત આના બાર.

૧૯૨૫.

# આબે હયાત યાને જરથોસ્તી દીન.

હવે તું જરા ધ્યાનથી કામ લે,
મુબારક સખુનને સરઅજામ દે
જરા તુ હવે ધ્યાનથી આ કલામ,
કવી કહી ગયા છે, નમી કર સલામ.
હુનરમદીનો આ નમુનો બુજર્ગ,
ચીતારેચ તુસી તે જરરીન સીમુર્ગ.
એલા તે જમાનો ગયો હાથથી,
પડયો તાઉસીનર સીહા કાગથી
એલા દાનશી બેહદીની પાક ફર
ગયા હયા રહયું પાપ, નાપાક જર,
રહયું કોટલું ને પરાગન્દે મગ્જ,
થયો દેશ વયરાન, ગયો મુલ્ક સગ્જ
ગયા મુજ ગરીબીના સાહેબ કમાલ,
રહયા બુર્દબારો હમાલો મસાલ,
રહયા મક્કબાજો મદારી મલાન,
રહયા ચાપલુસો ને ટુટી કમાન,
શુ કહું તુજને અએ દોસ્ત શું શુ ગયુ,
શુ કહુ તુજને અએ દોસ્ત બાકી રહયુ
મગર સદમાની છે એજ મારું કામ,
નથી ગમ જરાબી છે જીન્નત મુકામ.
નથી મગ્જપર કંઈ સીહાહી શરાબ,
નથી મુજ રવાંપર જફાએ ખુવાબ
એલા બંદગીથીજ શાહી મલેચ,
સફા જીન્દગીપર દુઆઓ દેહેચ.

રવાન આતમાને જો તું ધ્યાનથી,
ન જોતો સીતમ તુ કદી માલથી.
ખીરદમન્દ દાનેશવરો હોશયાર
ન જરનો દગાનો ન કરતા છે પ્યાર.

હવે તે જમાનો તું દીદાર કર,
કયાનો કલમકશ નમાવેચ સર
સરફરાજ રોશનરવાન પહેલવાન,
કય અસ્પન્દયારાને પાકીજે જાન,
દરૂદો દુવાઓ સલામો ઘણી,
બજા લાઉ છુ હુ નીયાયશ કરી
દરૂદો સલામો શેહ ગુસ્તાસ્પ પર,
અદલ દાદગર પાદશાહો ઉપર,
ઉપર પીર જરદસ્ત સીતાયશ કરૂચ
ભલી માથવાની જબાનપર ધરૂચ
મનશની ગવશની કુનશનીનુ તાજ,
બતાવેચ બન્દો, જો યજદાની રાજ
બનાઉચ સરગસ્તે શયતાનને,
દીપાઉચ અમશાશપન્દાનને.
દીને માજદયશની ખીલાવેચ જાન,
બુરાઇ કરી દુર બખશેચ રવાન-
બધી રોશનાઇ બધી બેહેરતણુઇ,
બધી પાક ખસલત બધી રાસ્તગુઇ,
બધી કારસાજી જે ઇમાનની,
બતાવેચ ચાવી ગોરદમામની,
સુધારેચ મુજનુ ખીરદને હુનર,
ગરીબ માનવીને તે બખશેચ પર

તો ઉડ અએ કલમ ચું તું પરવાજ બન,
બુલન્દ આસમાન જોઇ બન તુ મધન,
તું અલબુર્જ ઉચાણુપર જઇને બેસ,
ન ડરતી કદાપી તું દુશમનથી લેસ
એલા નામ યેજદા છે કીમયા ખરૂ,
બકલચું નસાડેચ તેથી વરૂ.
તુ યજદાનને યજદાન બોલ જોરથી,
તુ બુલ બુલ બની શીખ હુનર મોરથી
ન કર દુર દીદાર ગુલથી જરા,
ન તે પાતારાઓ જે છે ખુશ હરા
એલા ધાસ તનખુ વધાવી તુ લે,
કરામત જોઇ સર ઝુકાવી તુ દે
ન કર માલ જરપર ગરૂરી જરા–
ભમાવેચ તુજને કરી ગુમસરા
ખરી જીન્દગાની તે ઇમાન છે,
ખરો માલ યજદાન તુ બીમાલ છે

સરફરાજ રોશનરવાન પહેલવાન,
કએ અસ્પન્દયારાને પાકીજે જાન
હતો તે અસો પીર જરદસ્તનો
નમાનો ને નામીચો શાગર્દ અસો
થયુ પાક ઇરાન જરસ્તથી,
ગયા દેવ નાસી જબરદસ્તથી
સમારી ત્યા મીજલસ અને બારગાહ,
મુબારક સગનથી જોઇ હુર માહ.
નજુમીએ નાખી અતી નેક ફાલ,
કહયો ભેદથી પુર ભવિષયનો હાલ.

કહે ઝટ તે દીનદાર દસ્તુર પીર,
બુલાવો ત્યાં શેહજાદગાનો અમીર.
બુલાવો ત્યાં દાનશવરો હોશમન્દ,
બુલાવો ત્યા નામાવરાને કમન્દ,
બુલાવો ત્યા ગુર્જે ગરાની દલેર,
બુલાવો ત્યા મરદાને જગીઓ શેર,
બુલાવો ત્યા શમશીરજન પહેલવાન,
બુનાવો ત્યા ગુર્દાને રોશનરવાન,
બુલાવો ત્યા અસ્પન્દયારાન અસો,
જે ડરતો નથી દુશમનોથી કશો.
ગયો બારગાહમાં તે જામાસ્પ પીર,
પેશુતન જરીરાન તે નારેશીર,
બધા હાકેમોને વઝીરો તમામ,
સીપેહબદ સવારો ગયા તાહા મુદામ

શહે ગુસ્તાસ્પ શાહે જહાન પુર દમામ
તખતપર બીરાજી, લે આઇન સલામ;
જ હીન્દો જ તુર્કો જ આમેઝ જ શામ,
જ ચીનો જ માચીન બધા ખાશો આમ,
ગયા માન આપી શેહ પેગામને,
ઝુકી સર નમાવે તે શેહજાહાનને.
તે મીજલશ નહી બાગમાની હતી,
હવા ખુશનમા પુર રૂહાની હતી
બધા રંગ તાજી તરી જોઇ ત્યા,
ખીલે હફતકેશવર રમે બાહાર ત્યાં.
બધા નામવર જયારે આવી પુગા,
બધી બારગાહ થઇ જો આરાસ્તા,
એકાએક ત્યાં નામદારોએ જોઇ

ધજા દૂરથી નેક આદરફરી,
ઘણા મોબેદો દસ્તુરોનો હજુમ,
ઘણા બેહદીનો શાહેબાને નજુમ,
અબા પુર દમામો અબા પુરજ નુર
કયાની સવારો જોયા માહો હુર,
અબા પીર જરદસ્ત સરદાર સાથ,
ઘણી ગોફતગો પુરશરો માનસાથ,
તે ગુસ્તાસ્પ શાહે કયાન શહેરમાં,
ઉતારો દીધો ખાસ શાહી મહેલમાં.
મુબારક કદમ પીર સરદારના,
રથેસ્તાર અથરવનો રાદના,
તે દરબાર માહે વધાવી લીધા,
ન દેવો દરૂજે બલાથી બીધા.

નવી રોશની ત્યા થઇ આશકાર,
થયા દેવ યશનો બહુ હાડમાર.
બહુ તેજ તકરાર જાગી તહી,
બહુ ખુબ દલીલો દરૂગો સહી
બહુ તુર્ક હીન્દી રૂપી જોશદાર
બતાવે કરામત જબાન હોશયાર,
અસુરી તરીકો નમાવે બહુ,
કથા કાવ્ય ગીતા સીખાવે સઉ,
પણ યજદાનપરસ્ત માથ્રવાની કલામ,
દીને માજદયશની, રૂહાની તમામ,
નમુદાર થઇ શાહી દરબારમા,
ખરાબી થઇ ખીશઓ યારમા.
તે અરજાસ્પ તુરકી ફરાઉન થયો
તે ગુસ્સાથી દરયાએ જીહુન થયો,

તે ગુસ્સાથી શમશીર લઇ હાથમાં,
થયો તેજ ગોધો નથી નાથમા.
ધસી આવયો તે જીયાનગાર તુર્ક,
ઘણી તુન્દી તેજીથી બનયો તે ગર્ક,
ઉઘાડી જબાન તેને વાદળ મીસાલ,
પુકારી કહે દેવ બદદીન હાલ.

કહ્યુ દેવે અએ શાહે ઇરાન જમીન,
ખરાબી નકર તુ મીઆન આફરીન,
નથા તુ તલબગારે જાદુગરી,
નથા તુ તલમગારે તુકાફરી,
ન એતબાર કર તુ નપી દીનપર,
ન જરદસ્ત સુન તુ ન દીવાનનર,
જ આઇને વડવાથી નાજા ફરી,
જે આઇન પાકી છે જુની ખરી,
જ દીને ફરીદુન એરચ જવાન,
જ આઇને તુરકાને રોશનરવાન,
ન હરગીજ ફરતો ન જોતો દરદ,
ન ખીશો ને યારોને કરતો સરદ
જો ગુમરાહીથી લ્યા આ બદદીનને,
તુ બરપા કરી દીનશે ચીનને,
તો ખાઉચ કસમ હુ તે દાદારના
તે મહેર દાવરો યજદ હોશયારના,
કે યકસર હુ વયરાન ઇરાન કરીશ,
ખરાબી મીઆને દલેરાન કરીશ.

એમ અરજાસ્પ ચીનીએ બોલી જબાન,
ન જન્દો ન જરદસપે દીધુ ધયાન
ઘણા તુર્ક ચીની દીલાવર બની,
ઉભા થઈ ગયા ઝુઠ દાવર બની.

ઘણો શોર બકવા અને જંગ જોશ,
ઘણા ખંજરો તેગ તોફાન તોશ,
ઘણી તેજ તકરાર તાના જની,
ઘણી ઠોક બાજુ ગરૂરી મની,–
ટુટો સર્વ અંદાજ અદબ સરબસર,
લીધા ગુર્જ ગોપાલ બની શીરનર.

થયા ગર્મ ઇરાનીઓબી બહુ,
દીલાવર સવારો ને શેહજાદ સઉ
તે શેહનો બી ।દર જરીરે જવાન,
તે અસ્પન્દયારાને રોશનરવાન,
સીપેહબદ પેસુતન, ને જામાસ્પ હકીમ,
થયા તુન્દ, છોડી બધી બીકો બીમ-
તે અસ્પન્દયારાન જહા પહેલવાન,
સવારે જબરદસ્ત, તાજે ગવાન,
સરફ્રરાજ, રૂઇનતન, નામવર,
ફતેહમન્દ, ફીરૂજગર, શીરનર,
કદાવર, ખીરદમન્દ, હોશયાર મર્દ,
જેને જીતયુ નામીસુ રૂઇનગર્દ,
થયો તેજ માનન્દે શીરે ઝીયાન,
બાંધી તંગ તેણે પોતાની મીયાન,
પડી પીશ આગળ થઇ બોલયો,
કે અએ તુર્ક હીન્દી સુનો રદયો,
ન હરગીજ ગુસ્તાસ્પ શાહે જહાન,
પસન્દીદએ દીન, રમ્જે રૂહાન,
પસન્દીદએ રાજ આતશ કદેહ,
તલબગારએ દબ્મેઓ, દીનબેહ,–
તે અમશાશપન્દોનો માનીતો દોસ્ત,
ભલા કામમા જે નથી કઇ સુસ્ત,
ન છે જેને મંકો ફરેબી પસન્દ,

સુન્યો જેને જરદસ્ત શાહેબનો પન્દ,
જહાનદાર, લશકરકશો, પીશવા,
સજાવાર કયાન તખ્તપર બેસવા,
ન હરગીજ તમથી તે ડરસે જરા,
જે લશકર ધરાવેચ હજારો ખરા,
જો તકરારની તમને શેખી હશે,
તો આમાસ્પ તમને નમી નહી જશે,
જો લડવાની તમમા હશે કાઇ હોંસ,
તો અજમાવો મુજથી તમો જગ જોશ.
બધી સરનશીની, બધી પીશગાહ,
બધી મહેરબાની, જલાલીને જાહ,
બધી બહેરાની દાનશી,ને હુનર,
બધી તનદુરસ્તી,ને જોરે જીગર
ખોદાયે દીધુ પીર જરદસ્તને,
છુપા ભેદના સાહેબે મસ્તને
સુધારયા તેણે માનવી તુખ્મઓ,
બધાવી હુનરથી ઘણા દુખ્મઓ,
ઘણા દરદને દુખના મુળને,
ઉખેડી કીધી દૂર બહુ ભુલને,
પલીતી બુરાઇ ગઇ સરબસર,
ન પાકીજગીમા છે કંઈબી કસર.
ભલી બોધ ગોહરને પાકી રવાન,
બધી તુખ્મ જાતો કીધી ખુબ બયાન
વડીલોની નેકી જે કીમયુ ખરૂ,
ભલા માનવો પાસ સાબેત કીધુ.
મનશની ગપશની કુનશનીનુ તાજ,
ઉઠયો રસ્તાખેજીને શોશયત અવાજ.

વલી બેહેસ્ત, દોજખ અને ફરોહર,
બુજરગી પરસ્તી અને પાપ ડર,
ઘણા ગીત, ગાથા, યજશને તમામ,
ઘણી ફીલસુફી, તબીબી મુદામ,
થયા આશકારા ખીરદમન્દથી,
છુટયા નેક મરદો બુરા બન્દથી
ટુટુ મોત દોજખ સરાસર તમામ,
અસો ખોરદાદીનો વધયો દમામ,
વળી સુદરેહ કશતી ને નવજોત નુર,
કરેચ દમબદમ દીવ દરદોને દુર.
વધારી ઉમર માનવી જાતની,
દીપાવી ખીરદ હોશ નાદાનની,
બનાવેચ તવગર તે નાચીજને,
રવાન બખશી રોશન કરેચ નીચને
નવી છે કરામત, નવો છે હુનર,
ખોદાઇ મહેરબાની કરો તમ કદર.
ખીલ્યુ માનવી જાતનુ એકબાલ,
વધે દરરજો તુમ સુધારો જો હાલ,
નવી આખ, કાનો, નવી છે જબાન,
રૂહાની દીપાવેચ સદા રહો જવાન

કહ્યુ એમ તે શાહે રૂઇનતને,
બ સાર્ઝા કલામો, ને ખુલ્લા મને.
ત્રણુ એક તે ત્યા બસાહાદે બુલન્દ,
કહે સાભળો હીન્દી તુરકીઓ તુન્દ
થયો તેજ ગુસ્સાથી અરજાસ્પ શાહ,
ગયો છોડી તુન્દાઇથી તે બારગાહ,
ગયો ચીન માચીન તે પોતાને ઘર,
ધરી કીનો મનમાં તે ગુમરાહસર.

કપટથી ઘણી બાજીઓ તે રમે,
છુપા જાસુસો સાથ પાજી બને,
ઘણી બાતમીઓ ઘણી જુસ્તજુ,
ઘણી મકબાજી ચલાવે દગો.
કંઈ સાલ એ વાતને થઈ ગયા,
ઘણાઓ તે અરજાસ્પ ભુલી ગયા,
બધે બધ નવી દીન થઈ આશકાર,
ભણે જન્દ અવસ્તા ભલા નરનાર.
બધેબધ નવા આદરાન ઘાટદાર,
મીઆને બગીચા અને ખુબ ચીતાર,
ઘણા સરવે આજાદ સીધા સહી,
ઝુકાવેચ સર ખુબ ભેદો કહી.

કહુ છુ હવે એક ઉચો કલામ,
હુનરમન્દ દાનશ સમુનો તમામ.
હવે તે પુરાના બલખ શહેરમા,
કયાન રાજધાની ખુદાઈ મહેરમા,
ઘણા મહેલ, કાખો, મીનારા ઘણા,
ફરાખ રાસ્તાઓ બહુ રોશના,
ઉચા ઘર, મકાનો સરાસર કમાલ,
બહુ અસ્પ, ગાડી, રથોની ધમાલ,
બહુ માલદારો ત્યા જઇ વસે,
હવા ખુશનમા તનદરોસ્તી વધે
કદાવર જવાનો, દીલાવર સવાર,
પરીચહેર બાનુ, હતુ બહેસ્ત બાહાર.
બધા સરવકદ, ગુલરૂખો, હોશયાર,
બધા બાગબાન, ગુલબુલો, ગુલ અનાર,

બધા મેવા ખુરે, બધા દુધ તલબ,
બધા ખુબસુરત, બધા લાલલબ;
બધા હસ્તા ચહેરે, બધા માલદાર,
બધા દીનપરસ્તો, ખુદા દુસ્તદાર
બહુ દેશનાં દાનશોને હકીમ,
બહુ આર્ય હીન્દી જ જમશીદ ચીમ,
ઘણા તુર્ક ચીની મીસરના વડીલ,
ઘણા જગબારી જ દરયાએ નીલ,
ઘણા અનજમી, અરબી પુલદાર,
ઘણાઓ યમનથી ચલાવે વેપાર,
ઘણા કાફલાઓ ઘણા ત્યાં સરઇ,
કહો એક પારીસ નવી મુબઇ;
બધા શેહપરસ્તો, બધા દીનદાર,
બધા સુદરેહ પોશો, અને જીનનાર,–
તે જીનનાર કશતી કરી જાણજો,
વધારે રૂહાની ખરી માનજો.
તે ગુસતાસ્પ શાહે બલખ શહેરમાં,
બહુ હુનરે બખ્તની લહેરમા,
એક અએવાન આતશ કદેહ બાધયું,
ઘણા મરમરી સગ જર સાધયુ,
અબા ખુશ નગીનો, અબા ખુશ ગોહર,
અજબ નકશબન્દી, અને પુર હુનર,
બધી અખતરી અનજમીને નજુમ,
બધી ભેદી ફીરયા, અને બર્શનુમ,
કીધી ત્યા બયાન નકશો, ચીતારથી,
બુલાવી હુનરમન્દ હોશયારથી,
વણા ગુબજો ને મીનારા બુલન્દ,
ઘણી દાનશીજો તુ ડાહપણ ને પન્દ.

બહુ બાગબાની, બહુ સબ્જ જાર,
બહેસ્તી નમુનો અને રંગ બાહાર.
તે ફીરદુશ જ્યારે થયું પુર તમામ,
લખાવી તે શાહે સઉને સલામ.
બધા હાકેમો મર્જબાનો વઝીર,
બધા ખાસ આમો જવાનો ને પીર,
બધા દુશ્ત શાહો, બધા જહાન દલેર,
બોલાવ્યા તે શાહે સઉ પોતાને ઘેર
ઘણા માધવાનો, અને બેહદીનો,
ઘણા દસ્તુરો, દાવરો, દુરબીનો,
થયા એકઠાં ત્યા તે એવાનમા,
તે જીન્નતજમીન બહેસ્ત ચોગાનમા
તે શાહનો સીપેહબદ જરીરે જવાન,
પેશુતન ખીરદમન્દ, જામાસ દીવાન,
હતા શાહજાદો, ને નેકરાઇઓ,
સજાએ ધજા, ઢોલ, સરનાઇઓ
બધા પહેરી જરરીન બખતર તમામ,
કમરબન્દ જરરીન ને જરરીન લગામ,
સવારી કરી અસ્પ ગુલરંગપર,
રૂપેરી ધરી ઢાલ પોતાને સર,
ચુ મહેરો, સરૂશો, ને બેહરામ યજદ,
શાહી બન્દગીમા કરે પાક કજદ
બીજા એકસો વીસ શેહજાદગાન,
ઇરાન નુજવાનો, કઇ ખાનદાન,
બધા ગુલશનો, તાઉસો, નુબહાર,
ચમકદાર માનન્દે રોશન સબ્હાર,
કરે તેજ ચશ્મો શાહી તાજપર,
ચઢાવી મુછો તે મહી રાજપર

હજારો સવારો, હજારો દીલેર,
થયા એકઠા ત્યા ચું ખુરશીદો, મેહેર.
અજબ શહર પારસ, અજબ શહ કએ,
અજબ દીન જરદસ્ત, દસ્તુર રએ.
મલ્યુ હફ્તકેશવર તે ઇરાનમા,
તે શહેરે દલીરાનો શીરાનમા,
ચમતકાર જોવા તે જરદસ્તનાં
તે યજદાન પરસ્ત, આતશી દસ્તના.
તે સાહબ કરામત બહુ તેજદાર,
બુલન્દ દસ્તુરીમા હતો શહેરયાર.
બધી અનજુમન તેની થઇ ખ્વાસતાર,
થયા દુશમનો દુસ્તી તલબગાર.
ઘણી આજજી હુરમતો માનસાથ,
શેહ ગુસ્તાસ્પ વરતે તે મધવાનસાથ.
બધી સરનશીની, બધી પીશગાહ,
બધી દાનશી, પુર જલાલીને જાહ,
સપુરદ કીધી ત્યા તે દસ્તુરને,
તે રોશનરવાન સાહેબે નુરને.
ઝુકયા શેહજાદો અમીરો તમામ,
બધા દસ્તુરો, મોબેદો બાસલામ,
કીધી ખાકબુસી સઉ અસ્પેબદે,
બધા નામદારો ને પાકી રદે
તલબગાર ઇલ્મે ઇલાહી સઉ,
પુકારે બદીલ મજદ યજદાન અહુ.
સવારી કરી સઉ ગયા કીલ્બગાહ,
તે આતશકદેહ નુ, તે પાકીજે જાહ.

નવી રોશનીને નવો આફતાબ,
નવી તાજપોશી ત્યા કરવા સીતાબ
નવા તખ્તપર શાહ બુરજીનને,
નશીની કરાવા તે રૂહહીનને
તે જાએ ઇમાન દુરથી જોઇને,
નસાએ રવાન દીલથી ધોઇને,
પયાદા થયા શાહો લશકર સઉ,
નમ્યા પીર જરદસ્ત, મોબેદ બહુ
તે આતશકદેહ પાક ચોગાનમા,
તે શાહો સવારો તનાં માનમા,
સરાપરદઓ રેસમી રગ રગ,
રૂપેરી સરોદો જબાન ચંગચંગ.
દીપાવી ત્યા એક બસ અનજુમન,
શહો મોબેદોનુ બનાવી ચમન.



## આદર બુરજીનનું બુહેસ્તમાંથી જમીનપર ઉતરવું.

મીયાન ચેક મોટા વચે સાત કશ,
તે કશ દરમીઆન સોભાતી બાનકશ,
બધી પુર જવાહીર, બધી પુર રતન,
ચમકદાર સતરંજ જ મુલ્કે ખતન.

બુલન્દ તે ઉપર એક અફ્રગાનયું,
નગીનાજડીત એક ધુપદાનયુ,
બધી ખુબ બનાવટ, બધી ખુબ હુનર,
સરાપા ઝમકદાર રોશન ચુ જર
તેની દરમીઆન એક બીસ્તર જ ખાક,
મુકી તે ઉપર ચદનો, ખુઇ પાક,
પઢયા ઝમઝમી ઝન્દ અવસ્તા સઉ,
તે શાહો, તે લશકર, તે મોબેદ બહુ
થઇ આતશ પરઠવાની કીરયા સરૂ,
પણ આતશ ન આયા હું સાચુ કહુ
દુવા બદગી ત્યા જો બીસયાર થઇ,
પણ આતશ ન દીઠા ત્યા હરગીજ કઇ.
હરએક પોતાનો ઇમાનો હુનર
કસી જોઇ કરયો તે યજદાનો ડર.
તે શાહો તે લશકર થયા નાસીપાસ,
બધાએ બાધી ત્યારે જરદસપે આસ.
કરોડો ચશમ જોએ તે પીરને,
જવા મર્દ રોશનરવાન શીરને
કયાન શાહ ગુસ્તાસ્પે ખોલી જબાન,
સરાસર દીલે હાલ કીધો બયાન
નમીને કહયુ પાક જરદસ્તને,
તે અસપતમાન કસ્તીના બસ્તને,
કે અએ શાહે દીન તુ જરા રહમ કર,
ઉભાય બદગાનો નમાવેચ સર,
ન શેહ ચાકરોનો છે હયા કઈ હીસાબ,
ન શેહજાદગાનોમા છે કઇમી તાબ,

ન અસ્પેબદોનું ન લશકરનું કામ,
ન મોબેદ ન દસ્તુર દીપાવેચ નામ,
ન ગુર્જો કમાનોથી હયાં કઇ વલેચ,
કમન્દો ન શમશીર હર્યાં કઈ કરેચ,
બધુ જોર દોલત થયુ હયા તબાહ,
બધા બન્દગાનો છે તારી પનાહ;
કહા હફ્તખાનો કહાં પહેલવાન,
નથી માનવોમા કદીબી ઇમાન,
નથી માનવોમાં કંઇ યજદાનુ નુર,
બધો ઢોગ છે કંઇ ન પોતાનુ જુર,
ન દોલત હમારી ન ફરજન્દ હમ,
ન લશકર હમારૂં, નથી કઇ દમ,
ન અકલો ન હોશો ન દાનશ ખીરદ,
આ જુઠી છે મુછો ને જુઠા મરદ,
ન તાજો ન તખ્તોમાં જોયો દમામ,
ન ઉચા મરદને કરે કોઇ સલામ,
આ જુરો જવાની છે દીવાનગી,
તે હુસને બદન માત્ર હયવાનગી,
ન હોદદાને હુરમતથી હ્યા કંઇ વલે,
ન ખાલી ગરૂરી હયા કઇ ફલે,
બધા હમ જુગારી બધા હમ દગલ,
મલ્યો આપથી માલ કીધો બગલ,
મલ્યુ બાપથી દીકરાને બધું,
હીણુ બાપને છે વધુ ને વધુ,
ખુદાનો નથી હમમા કઇ પ્યાર,
બધી મકબાજીને બેહુદુ કાર,

આ દુન્યા કહો છે અતી બસ શરાબ,
પીએચ માનવો ને બનેચ ખુબ ખરાબ,
ન હમમા નથી કઇ રહયો ફામ હોશ,
ન યજદાં સખુન કઇ પડેચ હમરે ગોશ
બધી ગફલતી ખુરદની પોશ કામ,
નથી કઈ કરામત નથી કઇ નામ,
કરો મહેરબાની હમ બન્દા ખરા,
દેખો જીદગાની, ન ચુનો ચરા.
ઉતારો હયા બહેસ્ત ખુરજીનને,
દીપાવી રવાન આતશી દીનને,
ઉતારી તમ આતશને આકાશથી,
બચાવો તમ આદમને વીનાશથી,
ખુદાઇ મહેરને તમ ભુલાવો હયા,
બુરા બાલકોપર બતાવી દયા,
ગરૂરી હમારી ભુલાવો સઉ,
બનાવી ચુ નીરદોષ બકલયુ ગઉ,
ખોદાની ખોદાઇ ભણાવો ગુરૂ,
ઉગાડી જવાન મર્દ નામી સરૂ.
બધા મોતના ખ્યાલ ખોટા કરો,
બધી જીન્દગાની છે યજદા ખરો,
ફરેબી છે સયતાન, ફરેબી છે મોત,
ધખારા છે ઝુઠા નથી કાઇ ખોટ
નથી કઇ ડાકણ નથી કાઇ ભુત,
છે દુન્યાઇ દગાઇ કરો જાગરૂત.
ખીરદ માનવીને ખીલાવેચ કેમ,
વીચાર માનવીને ભમાવેચ કેમ.

બધી તનદુરસ્તી ને નેકી છે હ્યાં,
ખુદા જો ઉભા છે તો દરદો છે કયા.
યથાઉ અશેમીની કીમયાગરી,
ગરીબોને બખશે છે તાજે જરી.
ગરીબોને શાહો સવારો કરેચ,
ન દેવોની ફોજોથી હરગીજ ડરેચ
હજારો ચશમને ખીરદ બેશુમાર,
દગો દાબી દે છે કરેચ હોશયાર.
એલા ગફલતી બેહુશી દુર જા,
ગુરૂ હમ ઉભા છે તુ થાશે ફના
દગો દુનયાનો ન ફાવે અહી,
ભણ્યે જન્દ અવસ્તા જો સાચી સહી.
ભમાવેચ અમને આ દુન્યાઇ સાપ,
છુડાવો નબી તમ મુકો એક કાપ
આસો ઉચકી આ તમારો ખરો,
ખોટા ડર ખીઆલોથી છુટા કરો
અવ્વલ મોતનો ડર ઉખેડો તમામ
કરાવી તે અમશાશપન્દને સલામ,
અમરદાદમદની ઉઘાડી કીતાબ,
બતાવો અમરગીનુ નામી સવાબ
બધા ઝાડપાનો બધા ધાસ નેક,
અમરની પનાહમા ધરાવેચ ટેક
તે શાહે સરૂ તેમનો શહેનશાહ,
તરો તાજગીનો છે ખુરશીદ માહ
અમરનો તે નામીચો ઝુન્ડો ખરો,
ઘણા ભેદ જાણેચ તે ઉન્ડો ખરો

અમરની ધજાપર જે રાખે નજર,
જવાનમર્દ તે તોડે દેવોનુ સર,
ન મોતો ને દરદો કરે કંઇ અસર,
ન લડવામા મરવાનો તેને કઈ ડર.

## દાનેશમંદ ધાંસ અને ગુમરાહ દેવનું દાસ્તાન.

કહુ એક કીસ્સો જ ગુમરાહ દેવ,
કયાની કલામો જ પાકીજે ગેવ,
હતો એક ગુમરાહ દેવે અજીમ,
ગુન્હેગાર, બીતર્સ નાપાક રીમ.
હતો તે સીતમગાર ભારી ઘણો,
ધની સાહેબે મુલ્ક બાગો વણો.
હતા લશકરો ચાકરો બેસુમાર,
તેની પાસે દોલત ખજાનો અપાર.
ઘણો ખુવાબ ખુર પોશશોનો તલબ,
કદાવર બદનદાર ઉતો ગજબ
ગરૂરી ગમારી હતી તેમા બહુ,
બીતા તેથી નર, અતે નારીઓ સઉ.

ગયો દીવ દીન એક બા ચાકરો,
સીકારે મની બહુ પીધો બાવરો.
હવા જોરમા વેતીતી ત્યા બહુ,
તુફા જોરથી ગીર્દ ઉડતીતી સઉ
ગયુ આખમા તેના એક તનખુ ઘાસ,
થયું દર્દ તેને ન લેતોતો સાસ.
થયો દેવ બહુ ગર્મ તે ઘાસપર,
ઉઘાડી જબાન બોલયો શીરનર,
નથી જાણતુ તુ કે હુ કોણ છુ,
દીધુ દર્દ મુજને કે હુ કોણ છુ,
ન શીરો કે પીલો કે દરયાઇ મગર,
કરે કજદ મુજનો એ નાચીજ નર,
કીધી કેમ હીમ્મત એ નાદાન તેં,
જઇ આખમા દર્દ દીધુ મને
હવે ઘાસ કુલ હુ કપાવીસ બધુ,
બુનોબીખથી હુ ઉખાડીસ બધું,
જહાનમા ન રાખુ હુ તારૂ નિસાન,
યયુ નામ આખર હયા તુજનુ તુ જાણ
ઉભુ હાત જોડી તે બીચારૂ ઘાસ,
થયો વાતનો આ તેને બહુ તરાસ,
નમી હાત જોડી કરે કાકલુદ,
ઘણી ઉજરખ્વાહી, કહે હાલ ખુદ
ન સાહેબ છે એમા મારો કઇ કસુર,
હવા આવી લઇ ગઇ મને ખુબ દુર,
ન જાણુ હુ કયા જાઉ છુ તે જરા,
ગુન્હેગાર હુ નહી, પણ તે છે હવા.

કહયું દેવે ગુસ્સાથી તે ઘાંસને,
સજાવાર તુ છે બધા નાશને,
ઉખેડી તુને હુ સરાસર તમામ,
કરૂ ગુમ તારૂ હુ દુનયામાં નામ.
કહી એમ તે તુન્દ દેવે કલામ,
ખરાબી કીધી ઘાસની પુર તમામ.
લઇ તેજ શમશીર બધેબધ ગયો,
દમાદમ કતલ તે ચલાવી રહયો
રૂજો શબ ન બીજુ કરે કાંઇ કામ,
ચલાવી લઢાઇ સું રૂસ્તમને શામ
મારી કત્લ કીધા બધા ઘાસને,
અમરદાદમદના બધા દાસને.
રડાકુટ જાગે ઘણી તેમમા,
વધે દેવનો દસ્ત બદ નેમમા.
લીલુ જયાબી જોએ તે બદબખત મર્દ,
થઇ હુમ્લેઆવર ઉડાવે તે ગર્દ
સીપાહો, સવારો, ને જંગી દરૂજ,
પરાગ દગીપર ચઢી ફુજ ફુજ
ગયા શહર શહેરો ગયા ગામે ગામ,
વધ્યુ જંગ ખુખાર બધે ઠામ ઠામ.
હજારો હજારાન થયા કુશ્તે ત્યા,
થયા ઢગલે ટગલા જુવો ત્યા ને જ્યા
જરાબી ન ખાયો જરાબી ન સુસ્ત,
મરે બાપડાઓ પડ મુસ્ત મુસ્ત
નહી કોઇ ગમખ્વારને કોઇ દોસ્ત,
ન યારી કરે કોઇ આપીને પોરસ્ત,

ન જોએ દાદગર કોઇ ન ફરયાદરસ,
કીયામત કજા જોએ હરરૂજ બસ
ચીચારી ઘુમાટા ન કોઇ સાભળે,
ગયા આખ કાનો સઉ થાભળે.
ન જોએ કોઇ કેથેબી લીલોતરી,
કહે ઘાંસ લીલા ગયા છે મરી,
બીચારા બધાનો થયો નાશ છે,
ન જોવાની અમને કદી આસ છે ,
બીચારા હતા તાજગીના જવાન,
હરા રગની સોભતી ખુબ નીશાન,
બધી થાકના તે ઉતારા હતા,
ગરમ આખોના તે સેતારા હતા,
ગયા બાપડાઓ ન થાસે કદી,
વીતી જાસે જોબી સદીની સદી,
હતા ગાય ગુસ્પનના માતોસરી,
જોશુ કયારે માતાને અમ ઓ હરી.
બધા ઉરવરો, જાનવર, માનવી,
પુકારે શબો રૂજ ઈશ્વિર નમી
અમરદાદમદને થઇ એ ખબર
ગયુ ઘાસ દુન્યામાથી સ-બસર,
પુકારી કહ્યુ તે પવનને સેતાબ,
કે ઉડ દોસ્ત જા જલ્દ ને લાવ આબ,
કે ઉડ દોસ્ત જા તુ તે વાદળને લાવ,
ભલો મેઘ વરસાવ ને ભર તુ તલાવ,
નદી નાલાઓને તુ ભરપુર કર,
લીલા ઘાસને આપ બહુ જુર ફર.

ગયો તે પવન લાવયો મેઘરાજ,
બહુ આબ પાણી બહુ વીજ ગાજ.
જમીનમા જવાનીનુ આયુ જે જોર,
ખીલ્યો બાગબાની ને સબજીનો તોર.
બધે બધ થયુ ઘાસ બીદાર બસ,
નવી જીન્દગાની તરી તાજ કસ
બધે સરજમીનમાં ખીલ્યુ ઘાસ ઘાસ,
નજોયો કદી કોઇએ તેનો નાસ
થઇ દેવને વાતએની ખબર,
ગઈ સરબસર તેના દીલની રૂબર.
ફરીથી થયો હુમ્લે આવર જવાન,
કરી કત્લ ઘાસોને તે બદનીશાન.
કરે કત્લ તે એક બાજુ બધુ,
અમર તે કરે બીજી બાજુ સુધુ
હુમ દેવને ઘાસ હરબાર બાર,
થઇ જીવતા તાના મારે કટાર
થયો દેવ ગાડો ને બીતાબ બસ,
ગુસ્સાથી ફુટી તેના ભેજાની નસ
મુવો તે પુકારે અરે માર માર,
કરે દેવ શુ જો ખુદા હોય યાર.
જજે રજમા જીન્દગાનીજ છે,
હુમે વાત એ ખુબ જાણીજ છે
ન મોતો ન દેવોને ડરયે કદી,
લઈ નામ યજદા ફરીને ફરી
કરોડો જીવો એક રજમા વસે,
તો કહો જીન્દગાની તો કહાથી ખસે

વલી એક જીવે જો બીજા અંદર,
મીસાલે પીસર દર મીઆને પીદર,
મીસાલે ગુરૂ દરમીઆન સાગરદ,
તો કહો કોણ મરીને થયો છેજ રદ.
જુઓ ધાસથી તમ તે આદમ સુધી,
બધા આતમા છે કયામત સુધી.
ખીરદમન્દગીથી જો આદમ બચેચ,
ખીરદમા અતી જીન્દગાની વસેચ
કલામો, વીચારો, ને કાર્યો ભલા
જીવોને બચાવી નસાડેચ બલા.
કહો જીન્દગી છે ખીરદમન્દગી,
કહો બસ ખીરદ છે અતી જીન્દગી
મનશની, ગવશની, કુનશનીનુ જોર,
કહુ શું મચાવેચ મુજમા તે શોર.
જરા દાનશી દેશને ડુબતુ,
બચાવે બનાવે ફરી તરતુ,
તો દાનરા રહે દેશ જાએ ભલે,
ન એ ખોટથી આ જીગર કંઈ હલે
ભલે પહેલવાનો ભલે લશકરો,
શુ શેહજાદગાનો શુ અસ્પેબદો,
શુ શાહો સવારો બધાબી ગયા,
ગુરૂમા ઉભાતા ગુરૂથી ગયા
બધા આતમા તે ખીરદમાજ છે,
જયા બહેમન વસે ત્યા તે આદરબી છે
ભુલાવો તમ આ આતમાએ ખીરદ,
તે બુરજીન તે આદર તે ખુરશીદ જરદ,

તે નુ રોશની તે નવી તેજ ચશ્મ,
જેને જોઇ નાસે છે દેવે અસમ
બને માનવીનો દરરજો બુલેન્દ,
તુટે મોત દોજખ હુઓ દાજ બન્દ,
વધે ખેતી કુવા અને ગાય ઢોર,
વધે બાગબાની ગુલો રંગ મોર,
વધે ખુર ખવાબી જવાન જીન્દગી,
વધે દોલતો તેજ ખીરદમન્દગી
બુલાવો ગુરૂ રહમ રાખી બધી,
ન નુર આવુ થાશે થયુ છે કધી
કહયુ એમ તે શાહે ગુસતાસ્પે,
તે અસપન્દયારે ને જામાસ્પે
બધાએ કીધી ત્યા ઘણી બન્દગી,
માગી શહેર ઇરાનની જીન્દગી.

જોઇ તે દુવાગીર બધા સાહેબો,
બહુ નાવરા ને બહુ મરતબો,
દુવા પાક દાદારની ત્યા કીધી,
તે જરદસ્ત યજદાપરસ્તે સીધી.
કહયુ કએ ખુદાવન્દએ દાદગર,
કરૂચ બન્દગી હુ બજાનો જીગર,
કરી રહમ મુજપર તુ થા દસ્તગીર,
ઉભા છે હયા બન્દગાનો અમીર
ઉભુ છે હયા શહર ઈરાન અજબ,
પુકારેચ અહુ મજદ યજદાન રબ
સુન્યો છે હમ તારો નામી કલામ,
પરસતન્દએ પાક મહેરો બેરામ

તુ થા મહેરબાન હમ બધાઓ ઉપર,
ધરી તારી બખશશની અમપર છતર
કીધું છે હમે હયા એક તખતે બુલન્દ,
અબા ગોહરો જર બસી દીલપસન્દ,
અબા હુનરો હીકમતો દાનશી,
અબા ગન્જે શાહી બદસ્ત પારસી—
એક અએવાન આલા, મીનારો ચીનાર,
મીઆન બાગબાની અને બહેસ્ત બાહાર,
જ દાનો ઈમાનો બ સુજે જીગર,
અબા બખ્તે બાલા બસી સીમો જર—
તુ શેહ આફરાન બુરજીને નામવર,
બહેસ્તી મુકામી સીપેહદાર ફર,
રવાન આતમાનો મદદગાર યાર,
ફતેહમન્દીનો તેજ નામી સવાર,—
જે છે સાહેબે અખતરો આસમાન,
મોકલ હયા તુ તેને સીપેહબદ જવાન
કનીએ તાજપોશી કરો બહુ સલામ,
પટી પાક અવસ્તા અને ઝન્દ કલામ
કબુલ કર તુ મારી દુવા દાદગર,
બખશ આ તુ મારી ઉમીદે જીગર
થયા જયારે આ ખુબ સખુનો તમામ,
બહુ આજજી પોજસો નેક કામ
થઈ ગર્જના એક સીઆન આસમાન,
ધુજી સઉ જમીનો ધુજયા સઉ જમાન
ફાટયુ ત્યા એકાએક રંગીન આકાશ,
થયો વાદળો વીજલીનો પ્રકાશ.

ઉતરયો ઉપરથી એક રોશન દડો,
બધા તેજ તાગો ચમકનો વડો.
બધા આતમાને ખીરદનો ગુરૂ,
અબા નાજ અન્દાજ અદબથી બહુ.
ધીમે ધીમે આયો મીઆન અનજમન,
તે આતશ બેહરામી તે યજદે બેહમન
આયોને થયો તે તખતપર નશીન,
કયાન બખ્ત ખીલયુ ને ઈરાન જમીન

અજબ જોઈ ચમતકાર જરદસ્તનો,
તે સાહેબ નબી એજમતી દસ્તનો,
તે શાહે સવારે બધા લશકરે,
બધા મોબદો દસ્તુરો ચાકરે,
કીધી આફરીન તે મહી મર્દપર,
તે શેહ દીન નેકુ રવાન ગુર્દપર.
અબા નાજ અદાજ બસ ચાકરી,
કરે શાહો રઇઅત તેની નોકરી.
જયારે તખ્તપર શાહ ખુરજીન જવાન,
થયો જાનશીન મર્દ રોશનરવાન,
બધા દસ્તુરો મોબેદો પાક રદ,
નમ્યા બોલી અએ શાહે પરથમ્સ પદ.
મુબારક તુને તાજ તખ્તે રવાન.
મુબારક તુને શહેર ઇરાનનુ માન,
મુબારક તુને બાગ અએવાન કાખ,
દરૂદો દુવાઓ નમસકાર લાખ
ખીલ્યુ આજથી હમ બધાનુ બખત,
વધે તેજ તમરૂ હયા વખ્ત વખ્ત.
કહી એમ તે શાહ ખુરજીનને,
અદર લઈ ગયા સાહેબ દીનને.

કદેહ આતશીમા કીધો જાનશીન,
ધરી ચદનો બુયો બસ આફ્રીન
બજા આવી જ્યારે બધાની ઉમેદ,
થયો આશકારા બધો છુપો ભેદ
થયા સઉ રવાન આતમાથી જે પુર,
વધી સઉની હીમ્મત.વધયુ સઉનુ નુર
ગરીબીમા શાહી જો જોઇ સઉએ,
અબા આખ કાનો અબા નુ રૂએ.
કહુ શુ થયો ત્યા અજબ ફેરફાર,
મલ્યો જ્યારે જરદસ્તે નામીચો યાર
વધી સઉની હીકમત જવાની ખીરદ,
બન્યા સઉ દલેરો ને જગી મરદ.
ધુજ્યુ સરબસર શહેર ઇરાન તમામ,
વધ્યા નામદારો ને વધયો દમામ.
વધી દાનશી દોસ્તી દેશ ભાવ,
અજબ બાહાદુરીનો થયો ત્યા જમાવ
અજબ જાનફેશાની છલાછલ ગરૂર,
કહે સઉ કરો તુર્ક તુન્દાઇને દુર
સમજદાર બનયા બધા માનવો,
બધા પહેરી સુદરેહ નવા જાનવો
ખીરદ જોર હીમ્મત વધારે સદા,
ખુદાઇ પાદશાહી ફરજની અદા.
યથાઉ ને વેરયોના બન્દા બની,
અક્કલ હોશ ઉડી ધરાવે ધણી
જમીન આસમાનપર કરી ખુબ નજર,
તે ખુરશીદ ખુદાવન્દ સાહેબ ઉપર,

તે ચનદર જે હરરૂજ વધેચ ને ઘટેચ,
તે દરયો જયા પાણી પવનથી રમેચ,
સીતારા હજારો કરોડો ગણે,
જુકે પારસી સઉ અવસ્તા ભણે
ખીરદને વધારી ખુદાઇ સમજ,
કરે તેજ બુદ્ધી જુવે રજ રજ.
તે પરવરની મરજી સમજમા ધરી,
ફરજ ખુબ બજાવે જીવે ખુબ મરી.
મરણનો ન એક પલ જરાબી વીચાર,
ફરજમા વસે આતમા બેસુમાર
કરે આતમાની કદર ખુબ યાર,
મરણમા જીવે ખુબ દીલહોશયાર
મરે માનવો માટે જે માનવી,
તે ચીનવદને આસાનથી જાએ તરી
આપી ભોગ પોતાનો સલગાવે ફર,
ખીસ્રે પાદશાહી તે નામીયો નર
બદનમાથી કાઢી પોતાનુ રવાન,
અકલથી વધારે કરોડોની શાન
જધને વસે તે કગોડો અદર,
અજબ છે હુનર યાર આપો જો સર
બહુ ગણતરીને બહુ છે સુમાર,
જરા ચુકસો તો થસો હાડમાર
બડો વેપલો છે બડો ભેદ ભાવ,
ઘણી આજમાયશ હુનરથી ચલાવ
બહુ થાવકાને ઠરેલોનુ કામ,
સુનો મોબેદી આ સખુન નેકનામ

હતો આતમા તો થયુ આ બદન,
બધી આખ કાનો ખુશાલી રૂદન
ખીલે આતમાતો ખીલે માનવો,
ટુટે મોતના દઇતને દાનવો
હતો આતમાતો થયો માનવી,
ખીરદ ખુબ હતું તો થયુ ગ્નાનબી
ખીલાવો ખીરદ આતમાને તમે,
ખરો તે સીપાહી જે શાહને નમે.
ખરો તે સીપાહી કરે ખુદ ફના,
ખીરદ આતમાને ખીલાવી ઘણા
બદનમા મરી આતમામા જીવે,
ખીરદ જોઇ તેનુ મરણુબી બીવે
મરણ નહી જનમ છે જમાનો જમાન,
અમર તે સીપાહી છે રોશન રવાન.
તમોથી ન એક બાલ તમરો બને,
બધુ છે બીજાનુ, તુ ખોટુ ગણે
તમોમા તમો કઇ નથી જીવતા,
બીજાઓ જીવે છે, જાુડી મમતા
હજારો તમોમા વસે ને જીવે,
ખરૂ કહુ તો તુજથી તુ બીવે.
સમજ દોસ્ત મારા જરા ધ્યાન ધર,
એલા બાગબાનીપે કર તુ નજર.
ખીલ્યુચ આ ચમન સબ્જ રંગ આબદાર,
છે હયા તાજગીને તરી બેસુમાર
જુના બાગબાનો કરી કામ હયા,
ખાઇ ફુલ ફલો ઝાડોની બહુ દયા,

જીવાડી ગયા વાડીઓ વેલ પાન,
મુકી ઝાડમાં કામનો ખુબ જાન
ઉતા માલીઓતો થયુ આ ચમન,
હસેચ પાતડાઓ બનેચ બહુ મધન
કહો કોણુમા કોણુનો જાન છે,
આ લીલા બહેસ્તમા કોણુને માન, છે
નથી માલીઓતો નથી બાગબી,
મુવો બારબદ તો મરે રાગબી
ખુદા માલીઓની જવાની તુ જો,
ખીરદ આતમાની રૂહાની તુ જો
સલગ દોસ્ત મારા સલગ જ્ઞાનથી,
પુરાના સખુન સુન ઘણા માનથી
**નજાદો હુનર ગોહરો બખ્ત** સુન,
ભલા કામોને નેક વીચારોના ગુણ
સખુનની કરામતપે કર તુ વીચાર,
બની નામીચો એક અસ્પન્દયાર
ઇમાનો ખીરદનુ કહુ દાસ્તાન,
સજીવન કરૂ કીસ્સએ રાસ્તાન

**નેક સખુનમાં વસતા કરોડો જીવતા માનવીઓ.**

હવે એમ થયુ એક દીન એએ જવાન,
વધ્યુ બહુ બદનને રહ્યુ નહી રવાન
હતો તે જમાનો કદીમી જુનો,
વસે ત્યાં ઘણા દેવયસની જનો
વળી ત્યા અસુરો ને દાનવ વસે,
બહુ એક બીજાને મારે ડસે
કતલ બહુ ચલાવે લડે ને મરે,
ઘણા કરૂર કરપીન ન ઇશ્વર ડરે
નહી મરદુમી દાનશી દીન જરા,
બધા જ ગલીઓ દીવાના ખરા
થઇ એક બીજાના વેરી ઘણા
કરે માનવો માનવોને ફના
ઉઠી એક તકરાર તેઓ વચે,
તુફાન જાગયા હુલ્લડો ત્યાં મચે.
કહે એક દેવો કબુલો બધા,
બીજો કહે અસુરોપે લાવે શ્રધા.
આવી દેવયશની ત્યા ફોજો તમામ,
અસુરોના લશકર અબા પુર દમામ.
સીપેહબદ ગયાને સવારો ગયા,
મુકાબીલ ત્યા દુશમનો સઉ થયા.
સમારી સફો પહેર્યા બખતરો,
ઉડે બહુ ધજા રંગેલા અખતરા.
કમાન ગુર્જ ગોપાઝ સઉ સાથમા,
કમન્દોને શમશીર સઉ હાથમા
બખારે ઘણા અસ્પ તાજી તહી,
બહુ ગર્જના ઢોળની ત્યા થઈ

બહુ ઉછલે ફોજ પર ફોજ ત્યાં,
નેજા ટોચની મોજની મોજ ત્યાં.
પવન જોશમાં જોર ફુકતો તહી,
ગીરદની બલા આફતોબી કંઇ.
જરામા મચે એક ખુખાર જંગ,
જેને જોઇ ફાટે દીલે કોહ સંગ.
લખો જાન થઈ એક દીનમા ફનાં,
કાયામત ઉઠેને વીલાપો ઘણા.
આયો એટલામા કોઇ પીર મર્દ,
જોઇ જંગની ઉડતી ત્યાં ગીરદ.
આવીને જુવે જંગનુ જોશ તે,
સબબેને પુછે વાતને ગોશ દે.
કહે દેવયશની કે અએ પીર મર્દ,
ઘણી બાજીઓ તે દીઠી ગર્મ સર્દ,
જુવો જંગમા જોર દેવો તનું,
અસુરો મરેને ખમે હયા ઘણુ
કરી કત્લ એ કાફરોને અમે,
સરૂ કરીએ દેવયશની સને.
રહે કીરતી અમ સદાની હ્યાં,
નથી દુશમનોપે જરાબી દયા
હવેથી ન જોશો તમો એમને,
ખરાબી કીધી જગની જેમને.
વડીલો હમારા હતા નામદાર,
ફરજપર ફીદા જંગીઓ હોશયાર.
જરા કારસાજી હમારી જુવો,
જઇ દુર સબરને તમે ના ખુવો.

અસુરો જઇ તે રૂષીરાજને
કહે આવયા કેમ શીદ કાજને.
તમારૂ નથી કામ હ્યા અએ ગુરૂ,
કરીએ જગને ફીનો અમ હ્યાં સરૂ.
કરી દેવયશની બધા હમ ફેના,
દઇ ભોગ આજ હમ ઘણાએક જના.
અમર ફીરતી નામ અમ પામીએ,
ઘણા દેવ સયતાન હમે ડામીએ
અસુરી દલેરી જરા તમ જુવો,
ન આ કલેશ કકાશને તમ રૂવો.
કહે પીર અએ માનવો સાભળો,
બન્યોચ મામલો હ્યાં બહુ આધળો.
જરા ધીરથી તમ સુનો મુજ સખુન,
મુકો જગનુ જોરનુ બદ ઝનુન
જરા સાભળો દાનશી દોસ્તી,
બયાન પારસી અકકલે જરતોસ્તી
કહો દેવનો અર્થ સીદ થાએ છે,
દીવો દીવ તે નુર સમજાએ છે
અસુરો વળી હુરને શુર છે,
જુદા નામોમા તેજ એક નુર છે
બધા આતશો આતમાના પરસ્ત,
બધા તમ ખુદા બન્દગાન મસ્ત મસ્ત.
બધા એક બીજા તના ભાઇઓ,
અરે જાહેલો ખુબ શરમાઇઓ
બધા માનવો મોતના ભોગ છે,
ઘણા દૃખ દરદોથી હ્યા સોક છે.

જોઇ જંગને મોત હરખાએ છે,
જોઇ મુર્ખને ચોર મલકાએ છે,
લડાવી મુરખને તે માતે ઘણો,
તેની હોશયારી તમે નહી ગણો.
નહી મન તમોમા જો વાસો કરે,
વરૂ માનવી થીક ખાસો ઠરે.
ફાડે એક બીજાને બસ જોરથી,
ખુદા મુજ બચાવે એવા દોરથી.
લડો સીદ ઝુઠા ધખારા થકી,
ગલે ગાઠ પોતાને મારો નકી.
અરે ભાઇને ભાઇ મારે જયા,
રહે માનવીનુ કશુબી તયા.
જરા જ્ઞાનથી આખને ખોલશો,
બધાને પોતામા તમો બોલશો
અસુરો દીએ દેવને ખુબ જોર,
દેવોથી અસુરોનો વધયોચ દોર.
જાએ જાહેલી જ્ઞાન આવે હવે,
જોશો તમ છતી આખથી કએ ભવે
સુની આ સખુન સઉ થયા બહુ અજબ,
રૂપીરાજનો સત કબુલી મઝબ
બધા દુશમનો દોસ્તી ત્યાં કરી
ઘરે સઉ ગયા હાથમો હાથ ધરી
લખોનો બચ્ચો જીવડો એમ ભાઇ,
ખીરદની કરામત, કહુ શુ સચાઇ.
લખોના વળી તે કરોડો થયા,
મુરખ જંગમા મારયા નહી ગયા

મુરખ જગમાં આંખને કાન સઉ,
દખ્યા જેમના તેમ સાચુ કહુ.
ખીરદમાં મુવેલા થઇ જીવતા,
ફરેને હરે ઇશ્વરી મમતા
કહો કોણુના આંખ કાનો વડે,
જીવે મુર્ખ દેવો અસુરો તરે
કહો કોણુના બાલ ગોપાલ સઉ,
કહો કોણુની બાયડી છે વહુ
મરીને ગયાતા બધા માનવો,
બધા દેત્ર દઇતો અને દાનવો,
રૂપીરાજ આવી દીધુ દાન ત્યા,
બધા બાળકો બાયડી જાન ત્યા.
ખીરદમાં તમો બાયડીઓ જુઓ,
ખીરદમા વળી માલપુડા જમો,
ખીરદમા વસે વ શ વેળા ઘણુા,
ખીરદમા નથી કોઇ ચીજની મના
ખીરદમા વસે રૂપ ઉંચાઇ સઉ,
ખીરદમા નથી શુ તે હુ શુ કહુ.
ખીરદથી તમો મોતને માર દો,
બધા દુખ દરદોને કટયાર દો.
ખીરદથી બને માનવીઓ અમર,
ન સયતાનથી લડવાનો તેઓને ડર.
રૂપીરાજનો આતમા તમ જુવો,
લખોમા જીવી ખુદમાતે મુવો,
લખોમા જીવી ખુદમા જે મરે,
કીયુ કીમયુ ઉચ્ચ એથી દરે

## ગરીબમાં ગરીબ માણસમાં ડટા-એલી સુન્નાની ખાણો, માહાન સત્તાઓ અને અમલ.

હવે વાત બીજી જરા સુનજો,
અજબ જ્ઞાન દોલત બહુ ગણજો
જોઉ જયા સુનુ એક આવાજ બસ,
નથી આતમા કોઇમા કંઇ રસ.
બધા લ્યા રૂએને વીલાપો કરેચ,
બધા તંગદસ્તીથી હયાં બહુ ડરેચ.
બધા આંધળા પાગળા જ્ઞાનહીન,
દીવાના બની સઉ રૂએ રાત દીન.
જરાબી નથી કોઇમા કંઈ કરાર,
માગેચ પૈસા સાજ હો યા સવાર
જોઉ જયા છે પૈસા પરસ્તી બધી,

બધેબધ ખરાબીને મસ્તી બધી.
લડે દીકરા બાપ પૈસા થકી,
દીએ ગાળને જાએ બીજુ બકી.
વળી બાયડી જાએ છોડી ધણી,
જોઈ પૈસાને દીવાની બની.
કથા લાંબી યાર છે શુ કહુ,
કહે મોર શુ કાગડા જ્યાં સઉ.
સીકારી બધી માનવી જાત છે,
છુઠી જાળ માળા સઉ હાથ છે.
છતી આખનો છે અધાપો બુરો
તોડે જાળ જરની તે માનવ સુરો.
બગાડી બદનને તવગર થયો,
વરૂ મુર્ખ પોતે જીયાગર થયો
વરૂ શુ કહુ ભાઈ બદતર બની,
જલાવે પોતા વસને તે ધની
કહો વસમા વાડીઓનો સુમાર,
બગીચા ગણો કેટલા સબ્જજાર.
કહો કેટલા સરવે આબાદ ત્યા,
ફળો ફુલ રગીન બેહદજાદ ત્યા.
ગુલાબો ચપેલીને ચાંપા ગણો,
અનાજો કઇ જાતનાને કણો
વસે લોહીમા ગુપ્ત અણુદીઠ રાજ,
કઇ તખતો લશકરો ખુબ તાજ.
સસાની સખુન સાભળો ધ્યાનથી,
કરામત વડીણોની પુર માનથી

# ભરવાડ સાસાનનું દાસ્તાન.

સસાન નામનો એક ભરવાડ નર,
કયાન જાદ પાકીજે સાહેબ હુનર
ધરી લાકડી હાથમા રોજ તે,
જતો ચારવા ગુરપદી ફાજ તે.
હવે બેહસ્તમા એક મલી અનજમન,
ગયા ત્યા સરોશા ને યજદે બેહમન,
વળી રાસ્ત રશને અને શાહરનર,
ફરેસ્તા બહુને ઘણા ફરરો હર ફરરોહર
મીનોઇ રાજની એક મીજલસ મલી,
ઉમીદે જીગર સઉની ત્યા ફલી
આ દુન્યાઇ દગાઇ તનો કારબાર,
ચલાવા થકી ત્યા કરે સઉ વીચાર.
બધા હમકેશવર તની પાદશાહી,
મુકરર કરાવા સાધી આગહી
ભલા મહેર ઇજદ અને રશ્ન રાસ્ત,
રહ્યા ત્યા થઇ મીજલસ બરખાસ્ત
કહે મહેર તે ઇજદે રશ્નને,
સજાવર બહુ તારીફો યસ્નેને,
કે અએ દોસ્ત હમકારો હમ મુજ શરીક,

સોધી કાઢ આ વાતની કઈ તરીક,
સોધી કાઢ કોઈ મ'નવી ઉંચ નર,
સજાવારે શાહી મહી તાજ ફર,
સજાવરે બહુ લશકરો ગ જ માલ,
સવારે જબરદસ્ત હીકમત કમાલ,
સજીવન કરે મર્દ ઈરાનને,
દીએ તાજગી મુલ્ક વેરાનને,
ફરી ગાવયાન અખતરી ઉચકે,
ન અસકનદરો રૂમથી બીચકે,
ફતેહમદ હરસુ ચલાવીને જગ,
કરે હીન્દનો તુર્કનો દીન તગ
હમા રાસ્ત આઇન સમારે ફરી,
દીને પાક જરદસ્ત રૂહીન નરી,
પરાગન્દે દસ્તુર બોલાવી બધા,
દીએ બાજ તેઓને મોટા હોધા,
હમા મોબેદો આલેમો ફીલસુફ,
પરહેજગાર પીરો બશાને યુસુફ,
બુલાવી બધા દરમીઆન અનજમન,
દીપાવે ફરીથી કયાની ચમન
ફરીથી જહાનમા ઘણા આદરાન,
બધાવી દીપાવે બસીમો જરાન,
રહે પાચસો વર્ષ તેની શાહી,
ઘણો લાબો વશ તાજે મહી
હમીશા દીએ રૂમીઓને શીકસ્ત,
ધરે કેશરોને કરી હાત બસ્ત,
ગરૂરી ભુલાવે બધી તેમની,

વધારી બધે આઇને બેહમની.
કરે સરવરી એકસો મુલ્કપર,
કઇ અવતરે શાપુરો શીરનર,
અનોશેરવાની કઇ ખશરૂઓ,
કઇ અર્દશીરો અને શીરૂઓ
વળી અવતરે રાજમા તેમના,
નજુમી હકીમો સીપેહબદ ઘણા
બુજરમહેરને તાનસર અવતરે,
ઇલમથી કહો પાદશાહી કરે.
સીપેહદાર મેહરાન લડાયક મર્દ,
નેપોલીઅન કઇને રમાડે જે ગુર્દ,
વગર હાથપગનો દીલાવર દલેર,
કરે સેકડો જંગ વરસાવે કહેર,
હુનર જંગનો જાણુતો હોશયાર,
લડાઇમા દેતો તે દુશમનને માર,
ફતેહમન્દ લશકર લડે ખુબ જયા,
સીપાહો ધરે પાલખી મહેર ત્યા
કુન્હેબાજ બુઢો કરામત કરે,
બહુ રૂમીઓ તે મરદને ડરે.
ઠુઠા મહેરની પાલખી જોય જે,
તુરત નાસે ત્યાંથી કહો ખાઇ શે.
વળી અવતરે તેજ ખુરરાદબી,
વઝીરે દીલાવર શેહ પરવાજબી.
જબાનદાર દાનશવરો હોશમન્દ,
તોડયા જેને કઇ શહેર ઈરાન બન્દ,
કઈ વાર તાજો તખત આપયા,

શેહ પરવીજના દુખ બહુ કાપયા.
જબાનો ખીરદનો તે તાઉસ નર,
શહી બન્દગીમા ઝુકાવીને સર,
અમર નામ હાસલ કરી જહાનમા,
વધારો કરે પારસી માનમા.
ધરે માનવોમા ખીરદનુ નીશાન,
મુકાબીલ તેનાં નહી કોઇ બીજાને માન.
શુ હીદી શુ તુરકી શુ ચીની પેહલાવ,
દીએ શાહ ઇરાનને બાજ શાવ.
શહે જહાનની બન્દગી ખુબ કરે,
બહુ આફ્રીન નજરાન પીશ ધરે.

કહ્યુ ઇજદે રસ્તને મહેરને,
તે દીન દાવરો દસ્તુરો મેહસ્તાને,
કે અએ દસ હજાર આખના ફરરોહર,
હજાર કાનના મહેરબાન પાકસર,
સજાવાર એ ફરને માનવી,
જોઉંચ હુ તે શાશાન ભરવાડ કવી
ધરી હાથમા લાકડી રોજ જે,
ચરાવેચ કઈ ગુસ્પદી ફોજ તે
ગરીબમા શાહી સવારી કરેચ,
કઈ લશકરો તે જવાને નમેચ
નજાદો હુનર ગોહરો બખ્તમા,
બુલન્દ અખતરી સાહેબી તખ્તમા,
નથી કોઈ બરાબર તે ચુપાનની,
તે ઉચા આતમા મર્દ ઇમાનની
કરી અજમાયસ જુવો તમ સચાઇ,

મીનોઇ રાજમા ફાવતી નહી ઠગાઇ.
કહી એમ તે અવયા જહાનમાં,
લઇ માનવી વેસ ઈરાનમા.
જોઇ ઝુપડી મર્દ ભરવાડની,
મીયાન દુર જગલ તલે ઝાડની.
દીઠા બાળકો બાયડી રકના,
તુટા વેલનો વાસનો સખના.
ગરીબી જોઇ ડાજયા માલકો,
ખીરદ આતમાનાં ખરા પાલકો.
નહી રોટલી વસ્ત્રનો કઈ સકાર,
સુન્યો બાળકો ભુખયાનો પુકાર.
કરે રોજ મહેનત સખત જીન્દગી,
છુપી હર પલે દીલમા બન્દગી
જોઇ મર્દ મીસકીનનો આતમા,
જોઈ એક વફા આદમી જાતમા,
થયા બહુ મગન યજદી સાહેબો,
કયાની શશાની જોઇ મરતબો
કહ્યુ રસ્નએ મહેરને તે પછી,
કસોટી લગાડી જુવો તમ અછી,
કે આ મર્દમા રાસ્તી કેમ છે,
જુઠા કામની ધાસ્તી કેમ છે

સુની એક બીજા તના આ સખુન,
મુકી જીન ખાસા ઉપર બે હયુન,
ગયા દુર ત્યાંથી સવારી કરી,
મુગટ તાજે માથે નગીના ધરી.
ગયા દુર જગલ મયાન બે દલેર,

હતુ ઘાસ જયા બહુ અને આબ નહેર.
દીઠો દુરથી મર્દ ચુપાનને,
કયાનજાદ ભરવાડ શાશાનને
કરેચ પાસઆની તે ગુસ્પન્દની,
અવસ્તા પઢે યાદ કરેચ ઝન્દની.
જઇ પાસ તેની તે શેહજાદગાન,
ભલા મહેર રશ્ને કીધુ એમ બયાન.
હરખ મર્દ ચુપાન હરખ બખ્તથી,
શહી માલ લશકર ઘણા તખ્તથી,
ઘણા અસ્પે તાજી લગામે જરીન,
ઘણી બાનુઓ હુરીઓ નુ પરીન,
દીએ તુજને ગર કરે કામ જો,
વધે દોલતો નામ ખુબ દરરજો
મીઆન ફોજ આ ગુસ્પદોની વચે,
અજબ ગાય રંગીન ને નામી વસે.
દીએ ગાવ આ ગર જો તુજ હાથથી,
દોરી લઇ જવા નાખીને નાથથી,
મીસર મુલકમા દુર અજીઆપ પાસ,
દીએ ભોગ એનો કરી દસ ઉપાસ
વધે કામથી આ અમારો સવાબ,
પુછે નહી અમો પાપનો કોઇ જવાબ.
એવી ગાયની ત્યા બહુ છે જરૂર,
કીમત આપીએ કામ ગર છે ફરૂર
એવા ભોગથી દેશ અમરો તરે,
બધી કુલ બલા આફતોબી ટલે,
મલે ગાવ એવી અમુને કદી,

ફકત એક વખત દરમીઆન એક સદી,
દીએ શેઠ તેનાં અમે તાજ જર,
ઝુકાવે જોઇ તેને મીસરીઓ સર;
બને પાદશાહ તે અમારો ખરો,
અમર કીરતીવત સાહેબ વડો.

સુની વાત આ બોલયો તે શશાન,
દયાળુ કદરદાન કયાની જવાન,
કે અએ નામદારો કરો તમ સફર,
આયા દુર બહુ છો કરી મુજ કદર.
મલી આપને ગાય રગીન અજબ,
સુન્યો આપનો મીસરી દી મઝબ.
પુજો આપ છો જો અજી સાપને,
પુજુ ગાયને હુ છુ માબાપને,
પુજુ યજદે બેહમને પાકને,
ધરૂચ હઇડિ દોજખી ધાકને.
કરૂચ પાસબાની હુ ગુસ્પન્દની,
ન ચોરો લુટારા ફરીબન્દની
દેઓ આપ છો મુજને તાજ જર,
બહુ લશકરો કાફલા સરબસર,
બહુ પાદશાહી બહુ ગજ માલ,
બહુ નુ પરી બાનુઓ ખુબ કમાલ.
કહો લાભ શુ મુજને ગજથી,
ખરાબી બુરાઈ મને રજથી
બુલન્દ આસમાન છે જો મુજનુ છતર,
પુગે મુફલસીથી શુ મુજને ખતર
દેઉ ભોગ મુજનો હુ ગુસ્પન્દ કાજ,

ફરજની અદા એજ યજદાની રાજ.
નહી મોતનો દર્દનો ત્યાં વીચાર,
પરમ સુખ ત્યાં દોલતો છે અપાર.
ખરી પાદશાહી ખીરદ ખાસ છે,
બીજી પાદશાહી પુરો નાશ છે.
શરાબી ખરાબીનો પુર દોર છે,
બધા કાગડામાં છુપો મોર છે
નથી ગાય એ માત મારી ખરી,
કરોડ આતમાને ખીરદની વડી
પુજો ગર તમો માતને ભાવથી,
ધુજો નહી તમો સર્પનાં દાવથી,
પાઉ દુધ એનુ તમુને લ્યા,
બનો પીલતન તમ–સીખો કીમયા
અમરગી સફાઈ બદનની મલે,
બધી ગુમરહાઈ પલીતી જલે.

સુની આ સખુન મર્દ ચુપાનનાં,
ભલા બેહમને યજદનાં માનના,
થયા બહુ ખુશી તે ફરેસ્તા બહુ,
સુની પાક ગાથા રવાનમ ગઉ.
તે દાનેશવરો હોશમન્દને પછી,
પુછ્યુ ઈજદોએ કે અએ નેક ગવી,
કહો ગઉ રવાનમ તે શુ ચીજ છે,
કહો ભેદ જે પીચમા પીચ છે.
સમજમાં નહી ઝટ આવે એ વાત,
ધરો આ વમલમા ગરીબોનો હાત
દાશાને કહ્યુ તેઓને એમ પછી,

દીધો બોધ ડાહાપણ તેઓનુ કસી.
કહ્યુ ગઉ રવાનમ તે ઇમાન છે,
જે ઇમાનને બહેરતમાં માન છે.
ફરજને બજાવે છુપા જ્ઞાનથી,
ન પુરસો ન પાસખ ન તકરારથી.
તે ગુસ્પન્દને ગાવ નીરદોશ છે,
તે બેહમન પનાહ તેઓનો પોશ છે
ખીરદમન્દને બાળકોપર રહમ,
નહી બાળકોમાં છે મગરૂર વહમ,
ન ચુનો ચરા પાસખો પુર્સબી,
નહી છે ગુન્હેગાર બીતર્સબી
ભલી ગાવને ઘાસ છે પુર અખુટ,
દીએ દુધ છે—માનવો ગર છે ઝુટ
નથી દર્દની મોતની કઇ ફીકર,
નથી ઝુટને સાચની કઇ જીકર
નહી રાજને પાટની કઇ તલબ,
બધી તનદરોસ્તી છે શાતી અજબ.
નથી નાશને ગમનુ કઇ નીશાન,
બધી ચુપકીદી છે ને ઇશ્વર ધ્યાન.
તે ઇશ્વર અમરગીને ઇનસાફ છે,
દયાળુ કદરદાન અસરાફ છે
કરેચ નાશ ગર એકનો તે કદી,
ઉગાડેચ હજારો વધીને વધી.
બધી ત્યા ખુશહાલીને પુર સુખ છે,
અકલહીણુને માત્ર ત્યા દુખ છે
આતશ આતમા છે જો બેહમન ખીરદ,

અછો ઉસતાદ એક, ઘણા શાગરદ,
બને એક પીતા બીજા બાળકો,
બને કોઈ ગોસ્પન્દ બીજા પાળકો
નથી આતમાતો ખીરદબી નથી,
બન્યુ છે ખીરદ આતમાઓ થકી
વરૂથી બચાવે તે ગોસ્પન્દને,
તોડે દોજખી દેવનાં બન્દને
ખીરદમાં વસે આતમાઓ ઘણા,
નથી આતમામાં ખીરદની મના.
ગુરૂ તે વળી શાગરદમા જીવે,
ગુરૂ ગ્નાનનો શાગરદ રસ પીવે
વસે એક બીજા મીયાન મસ્ત મસ્ત,
તોડી મોતને દર્દના દસ્ત દસ્ત.
વસે જ્યા ખીરદ બેહમને પહેલવાન,
વસે જ્યા કયાની શશાની જવાન,
વસે મર્દ ચુપાન ભરવાડ નર,
ટુટે દર્દને દેવ ત્યા સરબસર,
ટુટે ત્યાં અજી સાપને ટાકબી,
બધી મોતની નાશની ધાકબી,
વધે ગાવને આતશે પાકબી,
આવે રસ્તાખેજી ઉકે ખાકબી,
બધી જીન્દગાની અમરગી ઉઠે,
પરમ સુખ આવે કદી નહી રૂઠે.
વસે ગાવને આતશે પાક જ્યા,
વસે આપ્રવન મોબેદે રાદ જ્યા,
પઢો ઝમઝમી ઝન્દ અવસ્તા સહી,
જુવો પાક આજાદ સરવે મહી,

તે ખુરદાદ મુરદાદનો પુર ભરમ,
તે મીસરો તે બાબેલ ઇરાની ધરમ.
વળી વેદને મહાન ઇસા સખુન,
કઇ ભેદ ભારત ખીરદ બીખણુન,
ધરો ધ્યાનમા સખ્ત ઇમાનથી,
વડીલો પુજે ગર ઘણા ધ્યાનથી;
તે અસ્વીન બે ભાઇઓને નમો,
જો આવે ફરી રીગવેદી સમો,
કઈ સ્લોક મતર હરખથી ભણો,
તો અસ્વીન ખુરદાદ મુરદાદ ગણો.
જવાની અમરગી તબીબી બધી,
લીલા ઘાંસને બહુ વનોની જડી,
કરે તમ બદન સખ્ત આજાદ સાફ,
ટુટે કુલ બલા પાપથી થાએ માફ
વળી તમ યુનાની ભરમ ભેદને,
તે ભાઇઓ પોલાક કાસતોરને,
ભજો ભાવથી હેતથી પ્રીતથી,
નહી જાહેલી તગદીલી રીતથી
જુવો બાબીલો જે પુજે ઝાડપાન,
દીએ બહુ ગઝીડાને તમમુજ માન
જુવો જ્યા બીરાદર જુવો તમ ઈમાન,
વધે શાતી દીલ કરે દુર તુફાન.
ન જરનો જવાનીનો અદાજ ત્યા,
બધા પાદશાહ કહો કે બન્દાજ ત્યા
જુજ અજ નામ યજદા નથી નામબી,
જુજ અજ હુકમે મજદા નથી કામબી.

છોડો નામને કામની તમ ડક્ષાંસ,
પઢી દેવગુમરાહનુ જગ ખાસ.
નમાના નગીના બનો બનો મીસ્લ ધાંસ,
બનો ગાયને બેલના ખુબ દાસ
ખમોશી ખીલાવી ખીરદ ખોલશો,
કઈ ઇસા કરામત સખુન બોલશો
આ ધનના ધકારા જવાનીનુ જોર,
છે ખાલી ગરૂરી આ મોટાઇનો તોર.
છે મકકરો ફરેબી આ દુન્યાનુ નામ,
છે સાચવટ ને ઈમાનનુ બીજુજ ધામ.
નહી પુસ્તકો વાચ છાપો તુ જો,
નહી બાળકી રગને ગાલ ખો.
ચુ મોરો હરણુ ચપેલી જા વધી,
ન કીનો કપટ ભાવ દીલમા કધી.
સુની વાત તે મર્દ ચુપાનની,
ઘણી ખુબીઓ ખાસ ઇમાનની,
થયા બહુ મધન બહેરતી સાહેબો,
ખીરદ આતમાનો જોઈ મરતબો,
કીધી બહુ દુવા મર્દ ભરવાડપર,
ખીરદમન્દ ઉંચા લીલા તાડપર.
ફરૂદો દુવાઓ નીયાયસ ઘણી,
બજા લાવયા ત્યા સીતાયસ ભણી.
કરી મર્દને આગઢી બેશુમાર,
ઘણી સલ્તનતનો કીધો શહેરયાર.
જોઇ ખુદ બુલન્દી તે ભરવાડ નર,
થયો ડગ જોઇ કજા ને કદર.

**જેઓ ઇશ્વરમાં છે તેઓ તંવગરને અમરગ છે. આગમાં બળતા નથી, પાણીમાં ડુબતા નથી.**

**હોમો અને હવનોની બરકત.**

ફરજને બજાવે ફરેસ્તો બને,
નહી મોતને દર્દને તુ ગણે
નહી તુજ બદન આતમા નાશ છે,
બધો એકનો એક પરકાશ છે.
બધા માનવો માનવીમા જીવેચ,
નહી દેવના ડખને કઇ બીવેચ.
હવન હોમને જોશથી જોર દે,
ભલી માથ્રવાનીને બસ શોર દે.
જીવામ હાવનીમ ગર બને તુજ બદન,
ખીલે આતમા તુ મટાવે રૂદન
ધરી આતમા વાવટો સખ્ત હાત,
મીયાન જગ દેવોથી લે ખુબ બાથ

અરે ભાઈ દે દામ આ કામનુ,
કરોડ ન્યામતો છે, દે કઇ નામનુ
જીવેચ માનવો તુજમાં કઇ અપાર,
નથી જીવતો તુજમાં તુ ગમાર.
કરોડ હાથનુ આ ઉભુચ તુજ બદન,
કરોડ મમતાથી ઉભો તુ સજન.
નહી એક પલ તુ ગરૂરી બતાવ,
નહી પંચમા મુછને દે તું તાવ
બધાના ગણી ગુણ ને સર ઝુકાવ,
બની મોર છોડ અએ ઝુઠો કાવ કાવ.
જરા સીખ આ તું સીખામણ ભલી,
સમજ ઝટ જા દુખ સાગર તરી
ભલાઈ બુરાઇ બધુ જગ્ત છે,
મુરખ તુ છે બાહાનુ ભોળો ભગત છે
નહી રૂપથી કદરૂપા લાજ ધર,
કઇ કદરૂપાએ કીધા રૂપ તર.
કઇ પાપીઓથી સવાબી જીવેચ,
કઈ ખામીઓથી ખુબીઓ દીપેચ
નહી રજને ગજનો કર વીચાર,
ફરજપર ફીદાબન ખુદા દુસ્તદાર.
બની ગાવનર બારને ખુબ ખેચ,
ટુટે તુજના દર્દને દુખ પેચ.
બની ઘાસ ગર તું નમાનો બને,
લીલો રગને તુ અમરગી બને.
હરખ દોસ્ત આ હોમનાં નામથી,
બની મસ્ત આ ઇશ્વરી જામથી.

ખીરદ આતમાનો શરાબ આ તમામ,
પીએચ આશકો મજનુનો નેકનામ.
હવન હોમનાં તેજ ને તાબ પર,
ખીરદમન્દ બેહમન ભલા કામપર,
બતાવી ફીશાની તું કુરબાન બન,
દીપાવી નજાદો હુનરને વચન.
બજાએ ચશમ ગોશને હોશ એક,
દીએ ભોગ જેના ભલો મર્દ નેક,
દીએ દોલતો ધન બહુ ખુરદની,
બહુ બખશશો ગાયની જે ધની,
દીએ વસ્ત્રને માલ અંજામ સઉ,
દીએ બાયડી બાલકોને વહુ,
ભલો મર્દ તે પામશે રાજપાટ,
આસાન બનશે તેપર તે ચીનવદની વાટ
મીનોઇ તખ્તપર તાજવર પારસી,
સીપેહદાર કઇ લશકરે નારશી.
મીઆન અખતરો અનજમો હુર તાબ,
બને સાહેબે બન્દે અફ્રાસીઆબ
પીલે તુ શરાબ આ મીનોઈ જામથી,
ભરમને લે પામી અજબ ફામથી.
ફકીરી મીનોઇમાં તુ માલ જો,
છે આ દુન્યવી પાદશાહી દગો.
જરા ચાલ આ મોબેદે પીરસાથ,
જરા જ્ઞાન દાડમ ખાઈ તેને હાથ
જરા હોમનો ગર પીએ તુ શરાબ,
બને તુ પવીતર કદી નહી ખરાબ.

અગર બખ્તમાં તુજનાં તાબ છે,
અગર ઉચ ગોહર તુ માબાપ છે,
અગર શ્રેષ્ઠ જાતી નજાદીનું કુલ,
નહી દીન માજી કે જબરદસ્ત ભુલ.
હુનરમન્દ તે માનવી છે ખરો,
ખીરદમન્દગીમા નગીનો વડો,
હકીમીમાં નામીચો સાહેબ કમાલ,
કરે ભેદપર દીનના જે ખયાલ,

## તુખમની તાશીર.

હવે તુખ્મને બોધપર ધ્યાન દો,
જરા આંધળાઓ જરા સ્યાન લો
ખરાબીના ખયાલોથી સલગે છે મગજ,
બને નીચ હલકા દલેરાને સગજ.
આ દુનયાઇ દગાઇ કરેચ તુમ ખરાબ,
ઉડાવી તમોમાથી આતમનો તાબ
ઉડાવી તમોમાંથી લોહીનુ જોર,
તુખમને બગાડેચ ખરાબીનો દોર.
વળી મુર્ખ પૈસાને પૈસા ગણેચ,
પોતા વસની ખુબ કબરને ખણેચ.

નથી જાણુતો મુર્ખ એ વાતને,
કે પૈસા બગાડેચ તન જાતને,
બીમારીના દેવોને તેડેચ ઘર,
બદનની ખરાબીનુ મુળ છેજ જર
અગર તુજ તુખમમાં ખરાબી થઇ,
અગર તુજ મગજમા શરાબી થઈ,
લાયો વશ વેળામાં તુ કોઢને,
રગતપીત બીમારી સો દોઢને,
તો કહે ભાઇ શુ લાભનો લખપતી,
ભલા છે મજુરો ફકીરો જતી,
કરે તેજ જે તુખ્મને કષ્ટથી,
બચાવે પોતા ઓધને નષ્ટથી.
નહી તેજ જ્યા હુ કલમને કરૂ,
નહી પીશ હયા હુ ભરમને ધરૂ
ભુધીને હીમતબી જો છે ઓધથી,
નથી કઇ વકીલ દાકતરી ઓધથી
કરો ઓધને તુખ્મનુ તમ બયાન,
ધરો ઓધના કાયદાપર ધયાન
વડીલો બનો નામવર નેકજાદ,
દઈ વશ વેળાને ઇનિસાફ દાદ
બદનની સફાઇ સીખો નામવર,
ધરો નહી કદી વહેમ વ્હેજાનો ડર
કરી કષ્ટને પહેલવાની ઘણી,
તોડો માલદારોની ખોટી મની.
ઉચા લોહીને ઉચ હીમ્મત ખીરદ,
દયાળુ નમાનો સોધો બસ મરદ

જુના મોબેદોનો સીખો બસ ઇલમ,
રીફા દસ્તુરીપર કરો તુમ કલમ
નજાદો હુનર ગોહરો બખ્તની,
શીખો ઉચ વીદ્યા તરીકત ઘણી.
નહી પાદશાહ અકવની ગજપર,
નહી તગદીલો કમતરીન જાતપર,
નહી બેવચન ભભેરૂ ડાળપર,
ધરો આંખને તમ દેઓ ખીઆલ સર
શીખો માજીઓથી ઇસા દીનને,
દેઓ મોતને માર કરપીણને
હમા દુખ્મઓ હોમ આતશ કદેહ,
સરાસર ભરમ ભેદ છે દીન બેહ
સરાસર જવાની અમરગી બધી,
સરાસર રૂહાની શુતરગા બધી,
સરાસર બધો દાદ ઇન્સાફ છે,
કરોડ પાપની કહો કે એક માફ છે,
બધી આ સીહાહીમા એક તુર છે,
બધી નાતવાનીમા એક જુર છે.
ઉછલ દોસ્ત આ હોમના નામથી,
સલગ દોસ્ત આ દુખમવી કામથી.

## પારસી દખમાઓની મોટાઇ.

હતો તું કરોડામા એક માનવી,
કરોડો વડીલોમા એક જાનવી

કરોડો અસરનુ તુ એક રૂપ છે,
નહી દીન જ્યા ત્યા ખરીદ ચુપ છે
કરોડ રાગણીનુ તુ છે એક ભજન,
કરોડ રૂપ રંગીન મોર અએ સજન.
બધો નાજ અંદાજને લાડ છે.
ખીરદ આતમાનો પુરો પાડ છે
સમજ આ ખીરદ આતમા પાડને,
સમજ નાજ અંદાજને લાડને,
સમજ રંગને રૂપને મોરને,
ભજન રાગણીઓ તના શોરને.
સમજ પાતડા ઝાડને ડાળને,
ખુદાઇ મહેરબાની મોહક જાળને
દીએ આતમા આ જે સઉ તુજને,
ભલી માનવી શાનને શુજને,
દીધુ તુજને તે કમાવા થકી
નહી દેવ થઇ કઇ ગમાવા થકી,
દીધુ તુજને દે તુ પુર જાનથી,
લીધુ એક ગર છે દે સો ગ્નાનથી
વધે આતમાતો વધે તુજ સમજ,
વધે ગ્યાન છુપુ, ખીરદ ગજ ગજ.
જીવે આતમામા જે આ તુજ બદન,
નહી નાશ છે તુજનો ને રૂદન.
ખીરદ સઉ મુવેલા કરે જીવતા,
ખીરદ રસ્તાએજી ઉંચી મમતા.
ભલો શોશીયન્ત ઇશ્વરી ગ્યાન છે,
હોલી ઘોસ્ટ હમીમે હકીમાન છે.

ભલા ગાય ગોસ્પન્દને પાદશાહ,
ખીરદમન્દ બેહમન નમાયન્દે રાહ,
ખીરદમન્દ બેહમન પનાહ પોશ છે,
બધા મોતમાં જીન્દગી જોશ છે
સીપેહદાર સુભ લશકરે જીન્દગી,
ડરે મોત તેને કરે બન્દગી.
લડે દર્દને દેવ સાથ એ જવાન,
હસે રજને તે વધારે રવાન.
બધે જીન્દગી મોતનું જગ છે,
બધે આતમા રાજ રેહ તગ છે
બધા માનવો બેહમની રાજના,
સીપાહો સવારો છે સુભ કાજના.
જીવે પાહશાહ હર સીપાહી અન્દર,
સીપાહો સીપાહની કરે ખુબ કદર
બધો એક જીવ છે જુદા છે બદન,
જુદાઇ તજી દે બની જા મગ્રન
બધામાં જીવી ખુદમા તુ મરે,
તુને જોઇ બેહમન હરખથી ભરે.
વધે આતમા તાબને તેજ ગર,
વધે માનવી દોસ્તીને હુનર,
વધે માનવી તનદુરસ્તી હીમત,
બહુ રૂપને રાગ નાચો ગમત
બની ઉચમા ઉચ તુખ્મ અએ જવાન,
ખીલાવ આ જગતમાં બગીચા રવાન
દફન કર તુ આ તુખ્મને ભોંયમા,
ફના કર બદન ઇશ્વરી બોયમાં

પરાગન્દે આ ખુઇ કર જહાનમાં,
ખીલાવ ઇશ્વરી રાજ હર જાનમાં.
મીલાવ જીન્દગીને અમરગી બધી,
બધા જાનમાં જાન તુજનો વધી

કર આ પારસી દુખ્મઓપર નજર,
કર આ મોર રંગીનની તુ કદર.
હરએક રગ ત્યાં રંગમા રંગ છે,
બધા મોતને મારને જંગ છે.
અમર જીન્દગાની વાજા ચંગ છે,
બધા દેવ ફરદોપે દી તંગ છે
ઉમીદે રવાન આતમાની ફતેહ,
ઉઠે શોશીયન્તો રવાનોની જેહ.
વધે જંગ ખુખારને જોશ દાર,
ઉડે ગુર્જ ગોપાલ તીગો કટાર.
ફરફ્સે સીપેહદાર બેહમન જવાન,
અબા લશકરે પહેલવાને કયાન,
અબા આજરી ને ગોસસ્પી સવાર,
અમા બખતરે દીન ખીરદ બેશુમાર.
ઘણો જંગ ને જોશ ને મારફાડ—
ફકત એક કુવો કરોડોના હાડ.
પકડ જ્ઞાન આ દુખ્મની વાટથી,
રહી દુર આ દુન્યની વાટથી
કમર બાંધ ને તીર ને ગુર્જ લે,
બતાવ કઇ જવામરદીને બુર્જને.
બતાવ કઇ વફા જાનને ખીર્દની
તોડી જાળ કંઇ માનવી દર્દની.

ઉગાડ કંઇ જવાં મર્દ રીધા સરૂ,
કરી દુર સાપો જીયાગર વરૂ.
કરે દુર બાબેલ ટીયામાતને,
બતાવી ભલા શોશયંત હાતને.
નવી રસ્તાખેજી નવો મારહુક,
ઉઠે હાડકાઓ જરાબી ન ચુક.
બધા તે મુવેલા કરે જીવતા,
જે ઓ દુખ્મઓમા સુતેલા હતા,
જેઓ દીનમા દાનશીમા હતા,
ખીરદમાં હતા નેવકામાં હતા.
જેને જીન્દગી કાજ દીધું બદન,
દીપાવી ભલી માથ્રવાની વચન,
સુને તે ભલા શોશયન્તી અવાજ,
થાએ જીવતો ને કરે જગ બાજ.
વળી મીસ્રમા પણ હુરસ નામદાર,
કયાની સરોસે યજદ નેક યાર,
ઇજીપ્ટના પીરાનીડધીબી જુનો,
જરા પારસી સઉ ધીરજથી સુનો.
કઇ આઠ દસબી હજારા થયા,
કંઇ પાદશાહી જમાના ગયા,
કીધું જંગ તે હુરસે સેટ સાથ,
ભલા શોશીયન્તે લીધી ખુબ બાથ.
સેટી સાપને મોતને મારયો,
સુરજ જાગયો નાગ ત્યા હારયો
મરૂસે અશમનુ ઉરૂહેમ નામ,
સેટી સાપ મારે વેરેથરાજનામ.

કહુ કેટલા દેશની દીન વાત,
મસીઓ મસીઆ કરૂસોની જાત,
ગરૂડો ઈદરને બલીઓનાં નામ,
કરૂશનો કરીસ્ટો ને જીજસ કલામ.
ઉભુચ આસમાન કો સીતારા ગણે,
અજબ દુખ્મઓનાં પુરાના શને.
અજબ દુશમની દેવની લ્યા જુવો,
ભલો પારસી લ્યા લડીને મુવો.
મુવો પુર કરામત ને હીકમતની સાથ,
ધરી દીનનો દાનશી મસ્ત હાથ
મુવો મારવા દેવને દાવથી,
વધારી ખીરદ આતમા ભાવથી
બદનને રવાન પારસીનુ જુવો,
હુનરમન્દ દખમુ કરામત કુવો.
નજાદો ગોહર હુનરો બખ્તનો,
તરીકત ઘણી ઉંચને સખ્તનો,
ખરા ભેદ ઇમાનને ભાવનો,
ભલા ઝાડ પાન ઉરવશે ગાત્રનો,
ભલી નારીઓ નર ઘણા બાળનો,
મોટા આતમા રૂસ્તમી ચાલનો,
ખીરદમન્દ સાલેક સુતેલો જુવો,
જગતને જગાડી બુજેલો દીવો
મુવો એક જીવતા કરીને હજાર,
વધે એકથી જીવતા બેસુમાર
મુવો કોણ કહેશે એવા શેખને,
ઉખેડે કયો દેવ તે મેખને.

મરણને જીવન જંગનો ભેદ આ,
કઇ દેવ બાજી દરૂજી દગા,
કઇ પહેલવી પહેલવાની ખીરદ,
કઇ હપ્તખાનો ને રૂઇનગર્દ,
દીસે મુજને આ કુવાઓ અંદર,
અંધારના સાપોને રોશન ચંદર
ફકત અસ્પને આ ઇસારત ઘણી,
ગધેડાને શુ માર-ભોંકો અણી
જોઉ મર્દ શાશાન ભરવાડમા,
કઇ પહેલવાનો ઉચા હાડના,
કઇ શહેરયારો, કઇ લશકરો
કઇ બન્દગાનો, કઇ ચાકરો.
ફકત દીનથી દેશ જીવે સદા,
ફકત દીનથી છે ફરજની અદા.
ગરીબોને શાહી છે આ દીનથી,
તવંગર બચેચ લોભ કરપીણથી.
અમરગી સફાઇ બદનની બધી,
બધા નાજ નખરા ગયા છે વધી
ફીધો કાનમે તે કુત્રાઓ તરફ,
સુન્યા એજમતી કંઇ કલામો હરફ
ઉઠયા હાડકાઓ ને ખોલી જબાન,
કઇ ભેદ ભરમોનુ દીધું ગયાન
કહયુ શાહ ને ઘા ગદા એક છે,
ફકત દીનની દસ્તુરી નેક છે
ગયા બાજ જયાંથી અમો આવયા,
કરોડ માતનાં દુધ અમ ધાવયા.

કરોડ આંખ જ્યાં છે કરોડો છે કાન,
હરેકના હમારા કરોડો મકાન
કરોડો વડીલો થયા એક જ્યાં.
જુદીવાત જ્યા છે જુદો ટેક જ્યાં.
ફકત જ્યાં સરૂનુ તે એક ઝાડ છે,
બધા પાતડાં હમ તે એક લાડ છે.
વધેચ જીન્દગીનુ તે પાકી દરખ્ત,
ખીલેચ માનવીનુ સદા નેક બખ્ત
ડસે સાંપ તે ઝાડને છે સદા,
ફરજ પાદશાહ છે ફરજ છે ગદા,
ફરજ પાતડાં છે ફરજ ઝાડ છે,
જાદુગર મદારીનું ખુબ હાડ છે.
ફરજનો ફરેસ્તો સરોસે સવાર,
લડેચ સાપની સાથ રૂજો સવ્હાર.
બધા બહેસ્તી બાધીને અમ કમર,
પહેરી બખતરો, ઊચકીને સપર,
રૂજો શબ તે દેવોથી લડઇએચ અમો,
નથી દમ લેતા કંઇ, નહી વીસમો.
તમારા સવાબોથી અમને છે જોર,
બધુ જગ છે હયા દલેરીનો શોર.
ટુટેચ દેવને મોત ખીરદ દીનથી,
પડેચ માર તેઓપે સંગીનથી.
કરણહા કરણુ જાએ વીતી ઘણુા,
કયામત ઉઠેચને સીતમગર ફના.
સેટી સાંપને અજદહાકીનુ રાજ,
આખર છે ફતેહમન્દ વેરથરાધનાજ.

સરૂસે અશ્રમ તખ્તપર જાનશીન,
જાગેચ બારહા માજદયશ્રનીજ દીન.
ફ્રરજ સાથ જેને બીરદ છે ઘણુ,
સરોસસાથ બેહમન છજદનુ લહણુ,
દીપે જગમા મર્દ તે નામવર,
અજબ જોર તેમાં અજબ છે સબર.
કહે એમ તે હાડકાઓ ઘણુ,
કીયા કામોનુ કઇ પુરાતન પણુ,
ભલી બાજ બરસુમ ને નાહાનના.
ભરમ સમજાવે પેલી જાહાનનાં.
ભલી જન્દ અવસ્તા નવા રૂપમા,
હજાર બરકતો જે વસે ચુપમા,
મોટા ગોધાઓની મોટા ઝાડની,
ખોદાઇ મહેરબાની ઘણા લાડની,
કહુ ખુબ કથા યાર સમજો અગર,
છોડો દુન્યવી ગર શરાબી અસર




The Tutorial Press, Bombay No 4

